પહેલી આવૃત્તિ : ૧૯૬૧

: પ્રકાશક :
શશિકાન્ત ગુણાભાઈ નીલકંઠ
ગાંધી આશ્રમ, અમદાવાદ-૧૩

: મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
શારદા મુદ્રણાલય
પાનકોર નાકા, અમદાવાદ

# નિવેદન

**મૂળ** ફારસીમા લખાયેલી રુબાયતના અગ્રેજીમા થયેલા ભાષાન્તર ઉપરથી ગુજરાતીમા તેનો અનુવાદ કરવો એ એક સાહસિક કાર્ય છે અને તે કવિ નર્મદના સારા અર્થમા 'સાહસિક' નહિ, પણ કવિ દલપતરામના એ શબ્દનો દોષ બતાવનાર અર્થમા પણ ગણી શકાય

એનાથીયે વધારે સાહસિક કાર્ય તો ઉમર ખય્યામના કાવ્યનુ મૂલ્યાકન કરવુ અને ઉમરનો જગતને આપવા માટે શો સદેશો છે એ વિષે થોડુ પણ લખવુ એ છે કવિ કાલિદાસ માફક (જો કે એ એને માટે તો બિનકુલ યથાર્થ નથી) કહુ તો, 'ક્યા ઉમર ખય્યામ-ફિટ્ઝીરલ્ડ ને ક્યાં મારી અલ્પમતિ!' એ તો આપણી સાદી કહેવત મુજબ 'ક્યા રાજા ભોજ ને ક્યા ગાગા તેલી!' જેવી વાત છે; કારણકે ઉમર ખય્યામને વિષે આજ સુધીમા એટલા બધા સમર્થ લેખકોના જુદા જુદા વિચારો પ્રગટ થયા છે કે મહા વિદ્વાન અલ્લામા સૈયદ નદ્વી સાહેબ કહે છે તેમ એ વિષે જેમ વધારે લખાય છે, તેમ વધારે ગેરસમજ ને આગીચૂટી નીપજવાનો સભવ છે

તેમ છતાં આ બન્ને સાહસિક કાર્યો કરવાની હિંમત ધરી છે, કેમકે ઉમર ખય્યામ જેવા જગપ્રસિદ્ધ કવિનો ગુજરાતી પદ્યમાં યથાશક્તિ ભાવાનુરૂપ પરિચય આપવો એ એક લહાવો છે. ઉમરની ૭૫ રુબાયતોના ફિટ્ઝીરલ્ડે કરેલા અંગ્રેજી અનુવાદના અનુવાદો જગતની લગભગ બધી જ સુધરેલી ભાષાઓમાં થયા છે. હિંદીમાં પણ તેના ૧૦-૧૦ જેટલા અનુવાદો થયા છે, અને તેમાં સિદ્ધહસ્ત કવિઓ—શ્રી. મૈથિલીશરણ ગુપ્ત, શ્રી. બચ્ચન વગેરે એ પોતાની કલમ અજમાવી છે.

ગુજરાતી ભાષામાં ઉમરની રુબાયતોનો એક પદ્યાનુવાદ થયો છે ને એક ગદ્યમાં ઉમર વિષે મહાનિબંધ પ્રસિદ્ધ થયો છે. જે પદ્યાનુવાદ થયો છે તે શ્રી. હરિલાલ સંઘવીનો સને ૧૯૨૭માં ફારસીમાંથી ઉમરની ગણાતી ૫૦૦ રુબાયતોનો છે. અને મહાનિબંધ અલ્લામા નદ્વી સાહેબના ઉર્દૂ મહાનિબંધનું ભાષાન્તર છે. આમ ઉમર ખય્યામને અજ્ઞાત અવસ્થામાંથી ૭૦૦ વરસે એકદમ જગતના પ્રકાશમાં આણનાર ફિટ્ઝીરલ્ડે કરેલા અનુવાદનો આ પહેલો અનુવાદ ગુજરાતીમાં ( મારી જાણ મુજબ ) છે.*

અને એક વાર અનુવાદ થયો એટલે પછી તો એ થતાં થતાં, ને પછીથી, જે વિચારો અને સૂઝ્યા તે જણાવવાની ધૃષ્ટતા મેં કરી છે તે પણ સ્વાભાવિક છે.

નાના પુસ્તકનું લાંબું નિવેદન હોય નહિ એટલે ફક્ત તદ્દન જરૂરી મુદ્દાઓનો જ આમાં નિર્દેશ કર્યો છે.

---

* બીજા અનુવાદો થયા છે, પણ તેની જાણ પ્રસ્તાવના ઉપરથી થઈ.

ઉમર ખય્યામ ૧૨ મી સદીમા ઇરાનના પ્રસિદ્ધ શહેર નૈશાપુરમા થઈ ગયો. એ સદી એટલે ઇસ્લામની ઇરાન ઉપર-ની પ્રાદેશિક અને ધાર્મિક જીતના પ્રથમ આચકા પચાવી ગયા પછીનો કાળ નૈશાપુર હિન્દ-યુરોપના ત્યારના વેપારના ધોરી માર્ગ ઉપર આવેલુ સમૃદ્ધ શહેર હતુ તે સમયમા ઇસ્લામના સુફીવાદ (વધારે સાચું તો સુફીવાદો)નો આરભ ક્યારનોયે થઈ ગયો હતો

એવા કાળમા અને બહુ સુયોગ્ય સ્થાનમા ઉમરનું જીવન પસાર થયુ હતુ. એ પોતે એના જીવનકાળ દરમ્યાન કવિ તરીકે પ્રખ્યાત નહોતો એ સાચુ, તો પણ ભૌતિકશાસ્ત્ર, ભૂમિતિ અને બીજગણિત, ખગોળશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર, ઇસ્લામનુ ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનની (એકલા ઇસ્લામની નહિ પણ) બીજી અનેક શાખાઓના જ્ઞાની-પડિત તરીકે ખ્યાતિ પામેલો હતો આ બધા વિષયોમા એણે અમૂલ્ય અને મૌલિક ગ્રથો લખ્યા છે

૧ આમ એની યશોસ્કા કવિ તરીકે તો નહિ પણ એક બહુમાન્ય પડિત તરીકે સતોષાઈ હતી જીવનમાં એને આર્થિક, શારીરિક કે કુટુબની ઉપાધિનુ દુઃખ પડ્યુ ન હતુ (એનો કશો ઉલ્લેખ તો નથી) સારી વાર્ષિક રકમ એને મળ્યા કરતી હોવાથી ભરણપોષણની તો ચિંતા જ ન હતી, એટલે એને પોતાને બહુ ગમતુ એકાન્ત-જીવન ગાળી શકવાનુ સદ્‌ભાગ્ય પણ એને મળ્યુ હતુ માત્ર દુખ કહો તો આટલું : સ્વતત્ર વિચારક હોવાથી એની સામે રૂઢિગ્રસ્ત ફિલસૂફોએ ('મઝહબી સુફીઓએ') ભયાનક ટીકા કરી હતી અને તેમનો

વિરોધ આમ જનતા સુધી પહોંચતાં એક વાર તેને મક્કા હેજ કરવા નાસી જવું પડ્યું હતું.

આવી એના જીવનની એકંદરે ઘણી સુખી પીઠભૂમિકાનો ખ્યાલ રાખવો એ સવિશેષપણે જરૂરી છે, કેમકે આગળ જણાવ્યું છે તેમ એના કવનના ભાવાર્થ વિશે તેમ જ તેના ચારિત્ર્ય કે જીવનવર્તન વિષે ભારે મતભેદો છે અને તે દરેકની પાછળ સમર્થ લેખકોનું પ્રમાણભૂત (authority) રહેલું છે.

બીજું, ઉમર ખૈયામના માત્ર ફિટ્ઝીરલ્ડના જ અનુવાદ ઉપરથી ઊપજેલા ખ્યાલોથી દોરવાઈને એના જીવન અને કવનને સમજવાં એ પણ યોગ્ય નથી. ફિટ્ઝીરલ્ડે પોતે ઉમરની આશરે ૫૦૦ (કોઈક તો ૮૦૦ સુધી કહે છે) રુબાયતોમાંથી પોતાને મનગમતી અને ઉમરની ફિલસુફી વિષેની પોતાની માન્યતાને જ પોષે એવી માત્ર ૭૫ રુબાયતો પસંદ કરીને એનો અનુવાદ કર્યો છે. એ અનુવાદ એવો સુંદર, લાલિત્યપૂર્ણ, સરળ અને સંગીતમય પદ્યમાં થયો છે કે એટલા એક નાના અનુવાદે ફિટ્ઝીરલ્ડને અંગ્રેજીના સમૃદ્ધ સાહિત્યના અમર કવિઓમાં સ્થાન અપાવ્યું છે, અને આ અનુવાદના જ અનુવાદો જુદી જુદી ભાષાઓમાં થયા છે. બીજા અંગ્રેજ કવિઓએ પણ (તેની પછી) ઉમરની ફારસી રુબાયતોના અનુવાદો કર્યા છે અને ફિટ્ઝીરલ્ડે કરેલો અનુવાદ લોકોને આડે રસ્તે દોરે છે, એવા સપ્રમાણ આક્ષેપો પણ કરેલા છે, તેમ છતાં જગતે તો ફિટ્ઝીરલ્ડના અનુવાદ પર મુગ્ધ થઈને તેને જ વધાવી લીધો છે.

ફિટ્ઝીરલ્ડના અનુવાદથી ઘણા લોકોમાં—ખાસ કરીને

પશ્ચિમના—એવી માન્યતા ફેલાઈ છે કે ઉમર ખૈયામ અઠંગ શરાબી હતો અને તેણે તેની રુબાયતોમાં દુઃખ ભૂલવાના એકમાત્ર સાધન તરીકે ખરેખરા દારૂની જ ભલામણ કરી છે. એ agnostic (માત્ર દૃશ્ય પદાર્થ જ છે. ઈશ્વરનું અસ્તિત્વ જાણી શકાતું જ નથી એમ માનનાર નિરીશ્વરવાદી) હતો અને એની ફિલસુફી hedonistic (ચાર્વાકની જેમ બધી પંચાત છોડી 'ખાઓ, પીઓ અને લહેર કરો' એવી) હતી. એક અંગ્રેજ લેખક કહે છે કે:—

'The stanzas were connected, if not unified, by a central philosophy: a vigorous free-thinking hedonism, a casual but frank appeal to enjoy the pleasures of life without too much reflection.' (લાંબો વિચાર કર્યા વિના જીવનમાં મોજમજા માણવાની સ્પષ્ટ હિમાયત કરતી ચાર્વાકવાદી ફિલસુફી.) ઘણાખરા ટીકાકારોનો મત ટૂંકમાં ઉપર જણાવ્યો છે તે જ છે.

જી. કે. ચેસ્ટરટન કહે છે કે 'ઉમરની ફિલસુફી સુખી પ્રજાની નહિ પણ દુઃખી પ્રજાની છે.'

એકલા પશ્ચિમમાં જ આવી માન્યતા છે એમ નથી. હિંદી કવિ શ્રી. મૈથિલીશરણ ગુપ્તનું પણ કહેવું છે કે "ઉમરનો શરાબ કબીરનો પ્રેમપ્યાલો નથી." પણ આના સમર્થનમાં તેઓ માત્ર આટલું જ કહે છેઃ "સમસ્ત પરંપરાગત ઇતિહાસ અને રુબાયતોનો અંતરાત્મા આ હકીકતની સાક્ષી પુરાવે છે." બીજા હિંદી લેખક શ્રી. બચ્ચન એને

'રડતો કવિ' કહે છે અને એની આ ૭૫ રુબાયતોમાં માત્ર નિરીશ્વરવાદી નિસાસા જ દેખે છે. જેમકે:—(રુ. ૨૩)

માટી માંહે શરીર તણી આ માટી ભેગી થશે, હા!
સૂનાં થાશે મધુ, ગીત અને ગાયકો–સર્વ સૂનાં.

આ બધાનો મુખ્ય સૂર એ છે કે નિરાશાવાદને લીધે એ શરાબી થયો અને જગતને ખરેખરા શરાબી થવાની જ સલાહ તે આપે છે.

તેમના આ વિચારના સમર્થનમાં તેઓ મુખ્યત્વે ત્રણ બાબતો રજુ કરે છે.

ઉમરે સુફીઓને સારી પેઠે વખોડી કાઢ્યા છે. જ્યાં ત્યાં તેમની ઝાટકણી જ કાઢી છે.

એ કહે છે કે આજે જ મદિરા પી લો. ગઈ કાલના પસ્તાવા ને આવતી કાલનાં સ્વપ્નો બધાં જૂઠાં છે.

વળી એ તો ઇશ્વરને પણ, સેતાન એણે બનાવ્યો તેથી, છોડતો નથી. (રુ. ૫૭)

પાપો માટે પછી જન તણું કોણ છે દોષપાત્ર?
માફી માગી જન તણી, પછી માફી દે માનવીને.

આ બધાને વિષે મારી સમજણ આવી છે:

ઉમરે સુફીઓની ખૂબ નિંદા કરી છે, તે વાત સાચી, પણ તે શાસ્ત્ર પંડિતોની—જેઓ માત્ર ચર્ચા જ કર્યા કરે અને જીવનમાં તો ઊંધી રીતે જ વર્તે તેવાઓની. એ 'રિસાલ એ જબ્ર વ મુકાબલા' (બીજગણિત) ના એના પુસ્તકમાં

કહે છે: અમારા જમાનાના લોકો જેઓ હકીમોનો ( પંડિતો-નો ) પાઠ ભજવે છે તે સત્યને અસત્યમાં ભેળવી દે છે.... તેઓ જ્ઞાનનો ડોળ કરે છે. અને જે કંઈ ( એમની પાસે ) જ્ઞાન છે, તેનો ઉપયોગ તુચ્છ લૌકિક ઇચ્છાઓ સંતોષવામાં કરે છે. ( તેઓ ) જે કોઈ સત્યનો શોધક છે અને ડાળઃમામ કરતો નથી તેની જાહેરમાં ઠેકડી કરે છે.' ( નદવી સાહેબના મહાનિબંધનું ભાષાંતર પૃ. ૨૨૭ ) આથી જ ઉમર કહે છે કે "ભલે મારી ધાતુ હલકી રહી, પણ સંભવ છે કે એમાંથી જ એવી ચાવી ઘડાય કે જે સત્યનો દરવાજો ખોલી નાખશે. પછી સુફીઓ બહાર ઊભા ઊભા છોને મારી ઠેકડી કરતા !' ( રુ. ૫૫ )

આવી રીતે રુ. ૨૫, ૨૭, ૪૬ વગેરેમાં એણે સુફીઓને ઉતારી પાડ્યા છે—પણ તે માત્ર આવા દંભી સુફીઓને જ.

પ્રભુમય જીવન જીવવા માટે 'આજ'ને જ મહત્ત્વ આપો, એમ તો ઘણા ભક્તો પણ કહે છે :

> જો કાલ કરે, વહ આજ કર લે;
> જો આજ કરે, વહ અબ કર લે.

એમ કહેનારને આપણે કોઈ નિરીશ્વરવાદી નહિ કહીએ. 'આજનો લ્હાવો લીજીએ રે, કાલ કોણે દીઠી છે?' એમ કહેનાર કવિશ્રી લલિત ચાર્વાકવાદી નથી.

અને ઈશ્વરનો પણ દોષ કાઢવો એ પણ કંઈ નવી વાત નથી. એના શામળાને ગાળો દેનાર નરસિંહને આપણે

નાસ્તિક ગણતા નથી. 'બસ, મારે તારું મોં જ જોવું નથી: 'રે! શ્યામ રંગ સમીપે ન જાવું!' એવા કવિથી દયારામે રાધાના મુખના શબ્દો કલ્પ્યા છે. તેથી દયારામ કે રાધા—કોઈને આપણે નાસ્તિક ગણતા નથી.

હવે ફિટ્ઝીરલ્ડે પોતે પસંદ કરેલી આ ૭૫ રુબાયતો-માંથી પણ એકાદ બે જોઈએ: (રુબા. ૫૬)

> જાણું છુ કે મુજ જીવનમાં પ્રેમ–જ્યોતિ જગાવે
> કે બાળી દે મુજ જીવનને સત્યનું તેજ પોતે,
> તોયે ઝાંખી પલક ભર જે થાય મદ્યાલયોમાં
> તે મારી છે; ફરી નવ થશે ભ્રષ્ટ તે મંદિરોમાં.

અને રુબાયત ૧૨:

> આહા! કેવા અનહદતણા ઢોલના નાદ ઘેરા!

આ બંને અવતરણો, ઉમરની કહેવાતી ચાર્વાકવાદી ફિલસૂફી દ્વારા સમજાવી શકાતા નથી. ખરેખરા શરાબની જ હિમાયત કરનારને વળી સત્યના તેજની ઝાંખીની શી પડી હોય? કે દૂર વાગતા (અનહદ) નાદની?

ઉમરે 'સુરા' શબ્દ વાપર્યો છે તે તેના સાંકેતિક–રહસ્યમય–અર્થમાં. શરાબનો આ અર્થ એની બધીયે રુબાયતો-માંથી લઈ શકાય એમ છે, અને ખરેખરા શરાબની હિમાયતનો અર્થ એની કેટલીક રુબાયતોમાંથી લઈ શકાતો જ નથી, તેથી 'શરાબી અને નાસ્તિક'નો આખો પડદો ચિરાઈ જાય છે એમ મને તો લાગે છે.

ચાર્વાકવાદની દૃષ્ટિએ જ ચૂંટી કાઢેલી ફિટ્ઝીરલ્ડની ૭૫ રુબાયતોમાંથી પણ જગતના વૈભવનું પોકળપણું, જીંદગીની અનિશ્ચિતતા, માનવીની નિર્બળતા ને અસહાયતા, (દડાની જેમ તે અહીંથી તહીં ફેંકાય છે), જન્મમરણ ઈશ્વરના હાથમાં છે, માનવી તો માત્ર બાજીના સોગટાં જેવો છે, બુદ્ધિ દ્વારા ઈશ્વરની શોધ વ્યર્થ જ છે, પણ તે છે અને તે સર્વજ્ઞ છે, (ए ज जाणे छे, ए ज जाणे छे, ए ज जाणे छे. રુબા. ૫૦) અને તેથી ઈશ્વર ઉપર અંધશ્રદ્ધા રાખવી (રુબા. ૩૩) એ જ એક ઉપાય છે—આ બધું મળી આવે છે.

બુદ્ધિવાદી વિજ્ઞાનની વ્યર્થ શોધથી અને શાસ્ત્રના શબ્દને જ વળગી રહેનારા ધાર્મિક ગણાતા સુફીઓથી કંટાળેલા ઉમરને શરાબના પ્યાલાના (કેવળ કૃપા પર આધાર રાખનાર મસ્ત ભક્તિના) છીછરાપણામાં જ સત્ય દેખાય છે: જ્ઞાની, વૃદ્ધ, વંધ્યાને તલ્લાક આપી દ્રાક્ષતનયા સાથે તે લગ્ન કરે છે (રુબા ૪૦), એનો અર્થ પણ આ; તે કંઈ એની નાસ્તિકતાનું પ્રમાણ નથી.

હવે ફિટ્ઝીરલ્ડે છોડી દીધેલી પણ નક્વી સાહેબે પ્રસિદ્ધ કરેલી કેટલીક રુબાયતો જોઈએ :

બુદ્ધિ નહિ, ભક્તિ જ :—

મારું બુદ્ધિનૈપુણ્ય તને સાબિત કરવામાં લાયક નથી;
અને મારું ચિંતનકાર્ય, સિવાય કે તારી બંદગી, કંઈ નથી;
અને તારી ભવ્ય હકીકતને હું કેવી રીતે જાણી શકું?
અને કદાચ તને ઓળખનાર કેવળ તું પોતે જ હશે.

× × × ×

ઓ સાકી ! લાવ ! એક શરાબનો પ્યાલો દે કે (કેમકે) સર્વકામનો કરનાર ખુદા છે.

× × × ×

અને ખુદા તેની કૃપા વડે બંદાને નવાજનાર છે; વસંતની બહારના દિનોમાં શરાબથી અને બંદગીઓનો ગંભીરો ફળની કિંમતે ન વેચ. (ફળની આશાથી બંદગી ન કર.)

કારણ કે ખુદાને તારી ઇબાદતો ને ભક્તિની કંઈ જરૂર નથી.

× × × ×

શા માટે ભક્તિની પણ જરૂર નથી ?

ઓ ખુદા ! તું કરીમ છે અને તારું કરીમ હોવું પણ
તારી કૃપાવૃષ્ટિ છે.
તો આ કઈ જાતની કૃપા કે પાપીને વંચિત રાખવામાં આવે?
અગર ભક્તિના સોદામા (તું) ઉદાર બની જાય, તો તેમાં શું?
પણ પાપકર્મો છતાં તું મને માફી દે તો જ એ તારી કૃપા છે.

× × × ×

ભલે હું પાપી બંદો રહ્યો, કિંતુ તારી સહિષ્ણુતા ક્યાં?
મારું હૃદયમંદિર અંધકારમય છે, પણ દીવા રૂપી તારું તેજ ક્યાં?
અગર બંદગીના સોદામાં સ્વર્ગની ભેટ ધરી તું આપે,
તો એ તો મજૂરી મળી; કિંતુ તારી અમીદૃષ્ટિ ને કૃપા ક્યાં?

× × × ×

તારી ઉદારતાના દરબાર વિષે મને નિરાશા નથી,
કારણ કે મેં કદી તારી એકતાની અનેકતા કહી નથી.

× × × ×

ઓ ખુદા ! તું મને પ્રાયશ્ચિત્તનું બળ આપ
અને મારી માફીઓ સ્વીકાર;
તું જ દરેકને પ્રાયશ્ચિત્તનું (પણ) બળ આપે છે
ને તું જ દરેકનો બચાવ સાંભળનાર છે.

× × × ×

ફિલસૂફી ન ગમવાનું કારણઃ—
અફસોસ ! મિથ્યા વિવાદમાં જીવન વહી ગયું !
એકેએક કોળિયો હરામનો ખાધો ને હૃદયને મલિનતામાં
તરબોળ કર્યું;
તારી આજ્ઞાપાલનના ઇનકારમાં મારું મોં કાળું થયું—
અફસોસ ! તારી આજ્ઞા વિરુદ્ધનાં મારાં કાર્યો માટે.

× × × ×

ઓ ખુદા ! દ્વાર ઉઘાડ ! તારી કને આવી છે.
જીવનપંથ બતાવ ! માર્ગદર્શક તું જ છે.
હું અન્યના હાથમાં (મારો) હાથ મૂકતો નથી, સિવાય કે તારા;
કારણકે બધું જ નાશવંત છે, સિવાય કે તું.

× × × ×

વળી ઉમરને એના મરણના સમયની અગાઉથી ખબર પડી ગઈ હતી, તે પણ મારી દૃષ્ટિએ એક લાક્ષણિક હકીકત છે :

ઉમર ખય્યામ ' ઇલાહીયાતે શફા ' ગ્રંથ વાંચી રહ્યો હતો. વાંચતાં વાંચતાં જ્યાં ' એક ' અને ' અનેક 'ની ચર્ચા પર પહોંચ્યો, ત્યારે તેના પર એવી અસર થઈ કે (એકાએક)

તે પાનાની વચ્ચે દાંતખોતરણી મૂકી ઊભો થયો. લોકોને બોલાવી વસિયત કરી. પછી નમાઝ પઢી. દિવસ આખો ઉપવાસ કર્યો. છેવટે ઇશાની નમાઝ (રાતની પ્રાર્થના) પઢી, તે બોલ્યો:

"(ઓ ખુદા!) તું જાણે છે કે મેં મારી શક્તિ પ્રમાણે તને ઓળખ્યો. તું મને ક્ષમા કરી દે. તારી પિછાણ એ જ મારા માટે સિફારસ છે."

આમ બોલતાં બોલતાં તે સદાને માટે ચૂપ થઈ ગયો.

આ બધા ઉપરથી મને તો લાગે છે કે એ એના જીવનના ઘડપણમાં "ફિલસૂફીમય સૂફીવાદી" (નહરી સાહેબના મત પ્રમાણે) પણ ન હતો. એનો કોઈ 'વાદ' જ ન હતો. તે માત્ર મસ્તભક્ત હતો. નરસિંહ મહેતાની માફક કોઈ પણ જાતનાં 'તત્ત્વનાં ટૂંપણા' એને 'તુચ્છ લાગ્યાં.' અને 'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર!' એવી મસ્તભક્તિમાં જ એ રાચતો.

પ્રવેશક લખી આપનાર શ્રી અનંતરાય રાવળનો—વ્યક્તિ ને વિવેચક તરીકે—ઉલ્લેખ માત્ર બસ છે. પ્રતિષ્ઠિત સાહિત્યકારો પણ તેમને ઉપરની બંને દૃષ્ટિએ કેવા સન્માનથી જુએ છે, તે પ્રત્યક્ષ જાતમાહિતીની હકીકત છે. તેમણે ઘણો શ્રમ લઈ મૂળ અંગ્રેજી તેમજ બીજા ગુજરાતી અને હિન્દી અનુવાદો સાથે આ અનુવાદની પ્રત્યેક રૂબાયત મેળવી, તેની તુલના કરી, પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો છે. તેવી તેમની વિશદ છણાવટ અને સહૃદયતા માટે તેમનો ઘણો આભાર માનું છું.

'ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય'ના શ્રી. શંભુભાઈએ તથા તેમના સાથી–મિત્ર શ્રી જયભિખ્ખુએ મારા મિત્ર–સબધી શ્રી ચીમનભાઈ (મહાજન બુક ડીપોવાળા)ની ભલામણ સ્વીકારી આ પુસ્તકના મુદ્રણ, ઉઠાવ, વેચાણ વગેરે અનેક બાબતોમા, એ બધું પોતાને માથે લઈ લઈને, મને ઘણી તકલીફમાથી બચાવ્યો અને પોતે ઘણો શ્રમ ઉઠાવ્યો તેની ઘણા આભાર સાથે નોંધ લઉં છુ

શ્રીમતી સરલાબ્હેન મજમુદારે જાતે બે મોટા ચિત્રો ચીતરી આપ્યા અને એકનો ત્રિરંગી બ્લાક કરાવી આપ્યો છે તેમનો આભાર ન મનાય—એ તો મારા સ્વજન (ભાણેજ) છે એની ચિત્રકળામા ભાવોદ્દીપન થયુ હોય છે તે હકીકત બીજા, એ વિષયના જાણકાર, ભાઈબ્હેનો તરફથી પણ જાણી, છે એની એમની સહાય માટે અહી આનંદ જ વ્યક્ત થાય

યોગ્ય સુશોભન ચિત્રો ચીતરી આપવા માટે મારા મિત્ર, ચિત્રકાર શ્રી દત્તા મહાનો પણ આભારી છુ

ગુજરાત વિદ્યા સભા, નદવી સાહેબ તથા ભાષાતરકાર શ્રી અબ્બાસ મુલ્લા નજરઅલી રાજકોટવાળાનો એમના પુસ્તકમાથી કેટલાક ઉતારાઓ લેવા માટે આભાર માનુ છુ

આ અનુવાદ માટે મને ઉત્તજન, પ્રેરણા અને આશીર્વાદ આપનાર, પૂજ્ય ચાચાજી (શ્રી ગુરુદયાળ મલ્લિકજી) તથા પૂજ્યશ્રી 'મોટા'ને હુ વીસરી જાઉં એ કેમ બને? મારા પ્રત્યેની એમની લાગણી વિષે કયો શબ્દ વાપરવો તે મને સૂઝતુ નથી અને છેવટે ભાઈ હેમન્તભાઈએ જે સહાય કરી તે બાબતનો ઉલ્લેખ કર્યા વગર કેમ ચાલે?

# ચિત્ર પરિચય

પુસ્તકો અને માસિકોમાં પ્રગટ થતાં ચિત્રોનો પરિચય આપવાની નવી પ્રથા એટલા માટે આવકારલાયક છે કે તેથી ચિત્રનું હાર્દ તથા ખૂબીઓ જોનારના ખ્યાલમાં વિશેષપણે આવે અને તે ચિત્રના દર્શનો ઉપભોગ ને રસ તે વધારે માણી શકે. અહીં પણ તે કારણસર તે પ્રથા ચાલુ રાખી છે.

ત્રિરંગી ચિત્ર :—વસંતનું યૌવન સૂચવવા માટે ગુલાબી, નારંગી, વાદળી વગેરે ખુલ્લા, ખુલતા, રંગો તેમજ ફૂલોના નાના છોડ અને ઝાડ આલેખ્યા છે. આકાશમાંની ખીલેલી સંધ્યાની આભા યુવકના મુખ અને કપડાં ઉપર છવાઈ છે, તે યુવાનીની ઝલક, મોજશોખ, ઉલ્લાસ વગેરેની ઝાંખી કરાવે છે.

આવી યુવાની ઝડપથી ઊડી જાય છે, તેનો રસ ઢોળાઈ જાય છે, તે સુરા ઢોળાઈ જતા કટોરાથી દર્શાવાયું છે. રૂબા-યતમાં વર્ણવ્યા પ્રમાણે દર્શાવાયેલું ઊડી જતું બુલબુલ સવિશેષપણે આકર્ષક રીતે તે હેતુથી દોરવામાં આવ્યું છે.

આવી છે. તે ઉપરાંત નીચેની સુંદર બીન, સુંદર જીંદગી ને પછી શાંત સાદું મૃત્યુ, એ સૂચવવા ભીંતનો ઉપરનો આકાર 'ટુમ્બ' ને—કબરના ઘુમ્મટને—મળતો રાખ્યો છે.

એકરંગી ચિત્ર :—રેનકદાર મકાનથી વૈભવ અને કાવ્યમાં જે મીજબાનીનો ઉલ્લેખ છે તે મીજબાની પશ્ચાતભૂમિ —back ground—માં આલેખ્યાં છે. પણ રૂબાયતનો પ્રધાનસૂર ગંભીર ને ગમગીની ભર્યો છે તેથી મોટું વૃક્ષ આલેખી મૂળ ભૂમિકાને અલગ પાડી દેવા તેના ઉપર જાણે પડદો નાખી દીધો છે. આવી રીતે ક્ષણભંગુર મોજને ગૌણ કરી તેનાથી અનાસક્ત થવાનો જે ધ્વનિ કાવ્યમાં છે તેનું સૂચન કર્યું છે.

પ્રિયતમના ખાલી આસન ઉપર ખાલી કટોરી ઊંધી મૂકતાં આ યુવતી, સ્વજન ઉપરની પોતાની આસક્તિ નિર્મૂળ કરવા ઇચ્છે છે, પણ તેમ કરતાં તેનાથી જે હૃદયમંથન થાય છે તેમ જ ગત સમયમાં માણેલા તેના સુખમય સહવાસની સ્મૃતિ આ નારીની શૂન્યમાં સ્થિર થયેલી દેખાતી પણ ઊંડાણમાં ઊતરી ગએલી દૃષ્ટિ તથા ગ્લાનિમય, ઉદાસ—મુખ ઉપરથી સ્પષ્ટ જણાય છે. મૃત્યુનો ને તેથી નીપજતી ગમગીનીનો ઓળો પ્યાલા સુધી પહોંચી તેને ઝાંખો કરે છે.

બ્હેન સરલાદેવી મઝુમદારનાં આ ચિત્રો છે, તેઓ કર્વે યુનિવર્સિટિનાં ચિત્રકળાનાં બી. એ. (એમ. એ.) અને મુંબાઈની જે. જે. સ્કુલ ઑફ આર્ટ્સનાં ગ્રેજ્યુએટ છે.

શશિકાન્ત નીલકંઠ

## શુદ્ધિ પત્ર

| પાના | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૪૦ | ૧ | જીવન | ભવન |
| ૫૪ | ૪ | આત્માના | આત્મના |

# પ્રાસાદિક અનુવાદ

ઉમર ખય્યામની જગમશહુર રૂબાઈઓના આ ગુજરાતી અનુવાદનું સ્વાગત કરતા આનંદ થાય છે

અનુવાદક શ્રી શશિકાન્ત ગુણાભાઈ નીલકંઠ નર્મદ-યુગના કેળવણીકાર અને સાહિત્યકાર મહિપતરામ રૂપરામ નીલકંઠના પૌત્ર થાય પિતામહના સાહિત્યસંસ્કાર ત્રીજી પેઢી સુધી ચાલુ રહ્યાનું રમણભાઈના સુશિક્ષિત પુત્રીઓના લખાણોથી આપણે જાણતા હતા જ આ અનુવાદ બીજી દિશામાંથી આવતો એ હકીકતનો એક વધુ આનંદદાયક પુરાવો બની રહે છે અનુવાદ સરળ, પ્રાસાદિક, અને મૂળના વક્તવ્ય અને કવિતાઈ ખૂબીઓને તેની ઘણી નજીક રહી વિશદ પ્રવાહી ગુજરાતી પદ્યમાં ઉતારનારો બન્યો છે એ હકીકતે અનુવાદકનો આટલો પરિચય જરૂરી ઠરાવ્યો છે

'મૂળનાં' એટલે એડવર્ડ ફિટ્ઝરાલ્ડે કરેલા ઉમર ખય્યામની ૭૫ રૂબાઈઓના મૌલિકકલ્પ સુન્દર અંગ્રેજી મુક્તાનુવાદના ઈસ્લામ જગતમાં કવિ કરતા ગણિતશાસ્ત્રી, ખગોળશાસ્ત્રી અને તત્ત્વજ્ઞ તરીકે વિશેષ જાણીતો ખુરાસાનનો ફારસી પંડિત ઉમર ખય્યામ દુનિયાનું ધ્યાન ખેંચતા કવિ તરીકે જાણીતો બન્યો તે તેના અવસાન પછી સવા સાતમો વરસે, આજથી પૂરા ૧૦૧ વર્ષ પહેલા, પ્રગટ થયેના

અંગ્રેજ ફારસીવિદ્ અને કવિ એડવર્ડ ફિટ્ઝરાલ્ડના અંગ્રેજી અનુવાદથી જ. પ્રસિદ્ધિ પછી આઠનવ વર્ષની અવજ્ઞા બાદ એ અનુવાદે વાંચનારાઓની દાઢે એનો એવો તો સ્વાદ લગાડ્યો અને એની તો પ્રચંડ લોકપ્રિયતા મળી કે તેની એક એકથી ચડે એવી અનેક સચિત્ર આવૃત્તિઓ આજ સુધી પ્રગટ થયાં કરી છે. પછી તો ઉમર ખય્યામની પ્રત્યે આકર્ષણ વધતાં તેની રૂબાઈઓની વધુ ને વધુ હસ્તપ્રતો શોધી તેનાં મૂળને વધુ વફાદાર ભાષાંતરોય ઘણાં થયાં છે. એમ છતાં, હજી સુધી સૌથી વધુ આકર્ષણ દુનિયાના કાવ્યરસિકોને ફિટ્ઝરાલ્ડના પહેલી આવૃત્તિવાળા અનુવાદનું જ રહ્યું છે શ્રી શશિકાન્તભાઈનો અનુવાદ ફિટ્ઝરાલ્ડના એ અંગ્રેજી અનુવાદને ગુજરાતીમાં ઉતારવા મથ્યો છે.

ઉમર ખય્યામને ગુજરાતીમાં ઉતારવાના આની પહેલાં છ જેટલા પ્રયત્ન થયા છે. નોંધપાત્ર વાત એ છે કે હિંદીમાં એવા પ્રયત્ન બારેક જેટલા થયા છે પણ તે ૧૯૩૦ની સાલ પછી, જ્યારે ગુજરાતી અનુવાદોમાંના અર્ધોઅર્ધ ૧૯૩૦થી ઘણાં વરસ પહેલાં થયા છે. ૧૯૧૨માં 'જ્ઞાનસુધા'માં પ્રગટ થયેલો શ્રી. હરિલાલ દ્વારકાદાસ સંઘવીનો ફિટ્ઝરાલ્ડની ૭૫ રૂબાઈઓનો અનુવાદ અને ૧૯૧૩ના જાન્યુઆરીમાં સ્વ. હાજીમહમદે પોતાના ને બીજા અનુવાદ સાથે છાપવા માગેલો શ્રી. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીનો અનુવાદ લગભગ સમકાલીન હોય. હાજીમહમદે ૧૯૦૨ની સાલથી ઉમર ખય્યામનું સાહિત્ય એકઠું કરતા રહી ૧૯૧૫ આસપાસ ફિટ્ઝરાલ્ડની ૧૧૦ રૂબાઈઓવાળી આવૃત્તિનો

અનુવાદ પોતે તૈયાર કરેલો એ અનુવાદ ફક્કડ ચિત્રો સાથે ઠાઠમાઠથી અને આગળ નિર્દેશ્યા તેવા અન્ય અનુવાદોને પણ સાથે છાપી પ્રગટ કરવાની તેમને ઉમેદ હતી, પણ એ બર આવી શકી નહિ *શ્રી હરિલાલ સંઘવીએ ૧૯૧૩માં તેમને અમરેલીના કોઈ ફેરિયા પાસેથી મળી આવેલી લીથોમા છાપેલી ઉમર ખય્યામની ૫૦૦ રુબાઈઓવાળી લખનૌની ફારસી આવૃત્તિનો અનુવાદ કરવા માડ્યો, જે ૧૯૨૭મા સ્વ ઝવેરચંદ મેઘાણીની પ્રસ્તાવના સાથે પુસ્તકાકારે પ્રગટ થયો *શ્રી હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદીનો ફિટ્ઝરાલ્ડની ૭૫ રુબાઈઓવાળી પહેલી આવૃત્તિનો અનુવાદ તો તેમનાં બીજા મૌલિક કાવ્યો સાથે ઠેઠ ૧૯૪૫મા શ્રી ઉમાશંકર જોશીના પ્રવેશક સાથે પુસ્તકાકારે પ્રસિદ્ધ થયો એ પહેલા પુસ્તિકારૂપે પ્રગટ થયેલો એક અનુવાદ શ્રી રૂસ્તમ પેસ્તનજી ભાજીવાલાનો છે *૧૯૩૫મા 'પ્રસ્થાન' માસિકમાય એક અનુવાદ પ્રગટ થયેલો થોડા વરસ પર પ્રગટ થયેલ પ્રો રોઝના હિંદી અનુવાદ જોડે છપાયેલો 'શૂન્ય' પાલનપુરીનો ગુજરાતી અનુવાદ શ્રી શશિકાન્ત નીલકંઠના આ અનુવાદની પહેલાના એવા પ્રયત્નોમાં છેલ્લો

આમ સમયની તેમ સખ્યાની દૃષ્ટિએ સાતમો ઠરતો આ અનુવાદ ગુણદૃષ્ટિએ બધામા આગળ છે. અનુવાદકે કોઈ સહજ સૂઝથી એને માટે મન્દાક્રાન્તા છંદ પસંદ કર્યો છે વિષાદઘેરા ભાવસવેદન કે ચિન્તન માટે એ છંદે 'કલાપી'ને અને વિયોગમધુર પ્રણયકાવ્ય માટે કાલિદાસને સારુ કામ આપ્યું છે એ જાણીતું છે શ્રી હરિલાલ સઘવી અને શ્રી હરગોવિંદ

ત્રિવેદીએ રૂબાઈયાતના અનુવાદ માટે હરિગીત વાપર્યો હતો તેને મુકાબલે મંદાક્રાન્તાનો આ અનુવાદમાં થયેલો ઉપયોગ ઠીક લાગે છે. ફિટ્ઝરાલ્ડની અંગ્રેજી ચતુષ્પદી રૂબાઈઓમાં પહેલી બે પંક્તિમાં અંતિમ પ્રાસ મેળવી, ત્રીજી પંક્તિને પ્રાસમુક્ત રીતે લહેરાવા દઈ, ચોથી પંક્તિમાં પ્રથમની બે પંક્તિવાળા પ્રાસના સમ ઉપર આવી જતી કર્ણમધુર સંગીતપોષક રચના છે, તેનું અનુસરણ જેમ હરિગીતમાં થયેલા આગળ સંભારેલા બે પુરોગામી ગુજરાતી અનુવાદોમાં નથી થયું, તેમ આ અનુવાદમા પણ અનુવાદકે કર્યું નથી ક્યારેક* હ્રસ્વ–દીર્ઘની છૂટ લેવી પડે છે એટલું બાદ કરતા મંદાક્રાન્તા વૃત્ત એમને એવો સાંગો કાવ્યો છે કે આવી પ્રાસયોજના ધારત અને વધુ મહેનત કરી હોત તો તેઓ જરૂર કરી શકત અથવા ઇચ્છે તો બીજી આવૃત્તિ વેળા હજુય તે કરી શકે તેમ છે કદાચ એવી પદ્યકારીગરીમાં પડતાં અનુવાદનો પ્રવાહવેગ ઠોકરાશે એવો ભય એમને લાગ્યો હોય

સમગ્રપણે જોતા, અનુવાદમાં મૂળની ઠીક ઠીક નિકટ રહે-

* જેમકે, રૂબાઈ ૨ મા પહેલી લીટીના 'ઉષા'નો 'ઊષા', ૬ મા ચોથી લીટીમા 'સુન'નો 'સૂન', ૧૦ મા ચોથી લીટીમા 'બિયાન'નો 'બીયાબા', ૧૧ મા ત્રીજી લીટીમા અને ૬૭ મા પહેલી લીટીમા 'સુરા'નો 'સૂરા', ૩૭ મા ચોથી અને ૪૨ મા પહેલી લીટીમા 'દિનો'નો 'દીનો', ૪૧મા પહેલી લીટીમા 'કિતાબોનુ'નો 'કીતાબોનુ' અને ૭૨ માં બીજી લીટીમા 'યુવાનીનુ'નો 'યૂવાનીનુ' એવો ઉચ્ચાર છંદને ખાતર કરવો પડે છે. આ પદદોષ આગળ ગણાવેલા હરિગીતછંદી અનુવાદોમાં નથી દેખાડતા એમ નથી

વાચુ છે આ અનુવાદને ફિટ્ઝરાલ્ડના અંગ્રેજી અનુવાદ સાથે તેમજ પુરોગામી અનુવાદો સાથે સરખાવી જોવાથી અભ્યાસી વાચનારને તેની ખાતરી થશે આમ છતા, અનુવાદકે વધુ કાળજી રાખી જણાય છે મૂળના ભાવને ગુજરાતીમા એ સુગમ-સ્પષ્ટ બને એ રીતે ઉતારવાની એમ કરતા, મૂળના ભાષા અને શબ્દપ્રયોગોનુ અક્ષરશ ભાષાતર એમણે ક્યારેક જતુ કર્યું છે રૂબાઈ રમા 'સુબહ કાજિબ' (= જૂઠા પ્રભાત, એટલે ઉષા પહેલાનો તિમિરમિશ્ર અરુણ-પ્રકાશ) માટેના ફારસી રૂઢિપ્રયોગના 'Dawn's left hand' એ અંગ્રેજી અનુવાદના અક્ષરશ ભાષાતરને બદલે 'જ્યારે ઉષા મૃદુ કર વતી તારલા ચૂટલી'તી' એ અનુવાદ વધુ કાવ્યમય અને ગુજરાતી વાચકોને માટે મૂળને વધુ સુગમ બનાવનારો થયો છે રૂબાઈ ૩મા You know how little while we have to stay ના

'ટૂકુ છે આ જીવન મધુરુ જાણતા સૌ તમે તે' એ અનુવાદમાં 'મધુરુ' એ વિશેષણનો અનુવાદકનો ઉમેરો એના બોલનારાઓની સરાઈમા પ્રવેશ કરવાની ઉત્સુકતાનુ કારણ સૂચવી આપે છે રૂબાઈ ૬માની

'સુરા જેવા ગુલ ધવલ ઓ। રગજે ગાલ રાતા'

એ પક્તિની અનુવાદકની સબોધન-રચના (direct construction) મૂળના That yellow cheek of hers to incarnadineને વિશેષ વાચ્ય અને સુગમ કરી આપે છે રૂબાઈ ૭ના અનુવાદમાં 'જીવનમદિરા માણુંને મોજથી' એ 'Come, fill the Cup' ને વધુ સ્પષ્ટ કરી આપે

છે. Repentanceનું એમાં મુક્ત રીતે 'ગમગીની' કહ્યું છે. The Fire of Spring એ શબ્દોમાંનો વસંતાગ્નિ 'આવતે આ વસંતે'માં સ્વસ્વાર્થ જાય છે. એ જ રૂબાઈની ત્રીજી લીટીના The Bird of Time has but a little way એ શબ્દોમાંના 'little way'નું 'ટૂંકો સમય' એ ભાષાંતર યથાર્થ ભાષાંતરના આગ્રહીને ખૂંચવા જાય ત્યાં 'કાળને ઊડવાને' એ શબ્દોથી થતું Bird of Time કાળપંખીના રૂપકનું સૂચન અને ચોથી લીટીનું 'રે! આ ઊડ્યો! ફડફડ કરી પાંખ પ્રોઢી કરીને' એ સાક્ષાત્કારે ભાષાંતર તેને તરત ખુશ કરી દેશે. રૂબાઈ ૮ માં

'સેંથ્યા થાતાં ખરી પડી બધાં પાથ નીચે છુંદાતાં'

એ અનુવાદ પંક્તિ મૂળની '—and a thousand scattered into Clay' એ પંક્તિની ભાષાને નહિ પણ એના વક્તવ્યને વધારી-ઓપાવીને રજૂ કરે છે. ૧૦ મી રૂબાઈની બીજી અને ચોથી લીટીઓ મૂળને યથાર્થતાથી ને વળી સારી ભાષામાં રજૂ કરે છે. ૧૧ મી રૂબાઈની 'પછી ત્યાં સ્વર્ગની શી જરૂર?' એ છેલ્લી અર્ધપંક્તિ મૂળની 'And wilderness is Paradise enow' એ અંતિમ પંક્તિનું ભાષાંતર ભલે શબ્દશઃ નથી પણ મૂળના ભાવને કેવી સચોટતાથી ગુજરાતીમાં ઉતારી આપે છે! ૨૯ મી રૂબાઈની છેલ્લી બે લીટીના ભાષાંતરમાં મૂળનું 'willy-nilly blowing' ગયું તો 'અકળ ઘટના! અર્થ શો આ બધાનો?' એટલું તે અને પાછીની રૂબાઈના વક્તવ્યને પુષ્ટ કરે એવું વધારાનું છે. ૩૦ મી રૂબાઈના ઉત્તરાર્ધની

Another and another cup to drown
The memory of this Impertinence!
એ પંક્તિઓના વક્તવ્યને

પીઓ ! પીઓ ! મધુર મદિરા; જામના જામ પીઓ !
આવા પ્રશ્નો વિકટ વળી છે ધૃષ્ટ; તેને વિસારો

એ અનુવાદ કેવું સરળ બનાવીને સચોટતાથી રજૂ કરે છે ! ૩૮ મી રૂબાઇના અનુવાદમાં Annihilation's Waste અને Well of life—'વિનાશનું રણ' અને 'જીવનકૂપ'—નાં રૂપકો ઉતારી શકાયાં નથી પણ મૂળનો ભાવ ઉત્કટતાથી ઉતારી શકાયો છે. ૪૬ મી રૂબાઇની

'Tis nothing but a Magic Shadow-show
Played in a Box whose Candle is the Sun,'
એ પંક્તિઓના

છાયાખેલો કિસમત કરે ઇન્દ્રજાળી દીવાએ:
ચારે પાસે રવિ-દીપકની આપણે તો ફરન્તા

એ અનુવાદમાં Box શબ્દ ગુજરાતીમાં ઊતર્યો નથી. 'કિસમત' પણ અનુવાદક વધારાનું લાવ્યા છે. મૂળમાં સંસારનો માયા-છાયા-ખેલ વર્ણવાયો છે પણ એ ખેલનો કરનો ભગવાન કે માયા તે કહ્યું નથી. પણ મૂળની ભાવ-વિચાર-સામગ્રી અનુવાદક પૂરેપૂરી અને શબ્દશઃ પણ ઉતારી જાણે છે. આની પ્રતીતિ

Ah, Love! could thou and I with Fate conspire
To grasp this sorry Scheme of Things entire,

છે Repentanceનુ એમ સુમત રીતે 'ગમગીની' કર્યું છે The Fire of Spring એ શબ્દોમાનો વસતાગ્નિ 'જાગને આ વસંતે'માં સૂચવાઈ જાય છે એ જ રુબાઈની ત્રીજી લીટીના The Bird of Time has but a little way એ શબ્દોમાના 'little way'નુ 'દૂર કે સમય' એ ભાષાંતર યથાર્થ ભાષાંતરના આદર્શને પૂરવા જાય ત્યાં 'કાળને ઊડવાને' એ શબ્દોથી થતુ Bird of Time કાળપક્ષીના રૂપનુ સૂચન અને ચોથી લીટીનુ 'રે! આ ઊડ્યો! ફફડ કરી પાંખ ફેલાવી ફગીને' એ સાક્ષાત્કારી ભાષાંતર તેને તરત પુરું કરી દેગે રુબાઈ ૮ મા

'સખ્યા થાતા ખરી પડી બધાં પાપ નીચે છુટાતા' એ અનુવાદ પંક્તિ મૂળની '—and a thousand scattered into Clay' એ પંક્તિની ભાષાને નહિ પણ એના વક્તવ્યને વધારી–ઓપારીને રજૂ કરે છે ૧૦ મી રુબાઈની બીજી અને ચોથી લીટીઓ મૂળને યથાર્થતાથી ને વળી સારી ભાષામાં રજૂ કરે છે ૧૧ મી રુબાઈની 'પછી ત્યાં સ્વર્ગની શી જરૂર?' એ છેલ્લી અર્ધપંક્તિ મૂળની 'And wilderness is Paradise enow' એ અંતિમ પંક્તિનુ ભાષાંતર ભલે શબ્દશ નથી છતાં મૂળના ભાવને કેવી સચોટતાથી ગુજરાતીમા ઉતારી આપે છે! ૨૯ મી રુબાઈની છેલ્લી બે લીટીના ભાષાંતરમાં મૂળનુ 'willy-nilly blowing' ગયુ તો 'અમ્બા ઘટના! અર્થ શો આ બધાનો?' એટલુ તે અને પછીની રુબાઈના વક્તવ્યને પુષ્ટ કરે એવુ વધારાનુ છે ૩૦ મી રુબાઈના ઉત્તરાર્ધની

Another and another cup to drown
The memory of this Impertinence!

એ પંક્તિઓના વક્તવ્યને

પીઓ! પીઓ! મધુર મદિરા; જામના જામ પીઓ!
આવા પ્રશ્નો વિકટ વણી છે ધૃષ્ટ: તેને વિસારો

એ અનુવાદ કેવું સરળ બનાવીને સચોટતાથી રજૂ કરે છે! ૩૮ મી રુબાઈના અનુવાદમાં Annihilation's Waste અને Well of life—'વિનાશનું રણ' અને 'જીવનકૂપ'—નાં રૂપકો ઉતારી શકાયાં નથી પણ મૂળનો ભાવ ઉત્કટતાથી ઉતારી શકાયો છે. ૪૬ મી રુબાઈની

'Tis nothing but a Magic Shadow-show
Played in a Box whose Candle is the Sun,'

એ પંક્તિઓના

જાયાખેલો કિસ્મત કરે ઇન્દ્રજાળી દીવાએ;
ચારે પાસે રવિ-દીપકની આજ્ઞે તો ફરના

એ અનુવાદમાં Box શબ્દ ગુજરાતીમાં ઉતર્યો નથી. 'કિસ્મત' પણ અનુવાદક વધારાનું લાવ્યા છે. મૂળમાં અંતનો માયા-છાયા-ખેલ વર્ણવાયો છે પણ એ ખેલનો કરનાર ભગવાન કે માયા તે કહ્યું નથી. પણ મૂળની ભાવ-નિષ્ઠ-આમ્રથી · અનુવાદક પૂરેપૂરી અને શબ્દશ: પણ ઉતારી શક્યું છે. આની પ્રતીતિ

Ah, Love! could thou and I with Fate conspire
To grasp this sorry Scheme of Things entire

Would not we shatter it to bits—and then
Re-mould it nearer to the Heart's *Desire*?
એ ૭૩ મી રુબાઈનું

શક્તિ હોતે, તરકટ કરી આપણે ભાગ્ય સામે
સૃષ્ટિની જે અતિ દુખ' આ યોજના, ઝૂટવીને
ભાગી તેને, રજ રજ સમા ટૂકડાઓ કરીને
પાડી એને, ગમતી, સ્થલે આપણે એ મગીને

એ ભાષાંતર અને એવી તો બીજી ઘણી રુબાઈઓનુ ભાષાંતર વાચકને મળતી આપશે

આ અનુવાદ શ્રી હરિપ્રસાદ નીલકંઠે પ્રેમથી કર્યો છે એમની પાસે એ હાથ ધગવવામાં એમની અંતસ્થ સાહિત્ય રસિકતા એકલી જ નહિ, એમની ધાર્મિકતા પણ એટલી જ જ જવાબદાર હશે એમ અનુમાન થાય છે રુબાઈઓમાં રહી રહીને થતા જગત અને માનવજીવનની નશ્વરતાના ગાનમા વૈરાગ્યપ્રબોધન અને ભક્તિપ્રેરણા માટે આ દેશમા સૈકડો વર્ષોથી ગવાયેલા એવા જ ગાનનો સૂર એમણે સાભળ્યો હોય, અને શાસ્ત્રાર્થ અને તેમા સ્થાપચ્યા રહેનારા પડિતો ને સૂફી-ફકીરોની ઉમરે ઉડાવેલી તુચ્છતાભરી હાંસીમા અને દ્રાક્ષ તનયા સુરાની એણે ઉત્સાહ ગાયેલી પ્રશસ્તિમા અનુક્રમે, 'તત્ત્વનો ટૂંપણો' જેવા તત્ત્વજ્ઞાનના વાદવિવાદની શુષ્કતા તથા વ્યર્થતા અને પ્રભુપ્રાપ્તિના સાધન તરીકે ભક્તિની રસાવહના તથા અમોઘ મર્મસાધકતા એમણે જોઈ હોય, એમ એમના ૩૯થી ૪૫ મી રુબાઈઓના અનુવાદ પરથી લાગે છે ૧૨ મી રુબાઈની
'Oh, the brave Music of a distant Drum!'

એ ચોથી પક્તિનો

'આહા! કેવા અનહદ તણા ઢોલના નાદ ઘેરા!' એવો અનુવાદ કરવો એમને ગમ્યો છે, તેમ જ ૫૦ મી તથા ૬૪મી રૂબાઈમાં ઉલ્લેખાયેલી 'એ'–He—ને પરમાત્માનો દ્યોતક માની તેને દેવનાગરીમા 'એ' એમ એમણે લખ્યો–છપાવ્યો છે, તેમાં આ વાતનો પુરાવો મળી રહે છે. સુરાનો જામ એટલે એમને મન તો આ દૃષ્ટિએ હરિરસ કે પ્રભુની પ્રેમ-ભક્તિ, અને સુરાપાનનો આનંદ એટલે સંસારને વિસરી પરમાત્મા જોડે એટો વખત સધાતા હૃદયાનુસધાન કે યોગનો આનંદ, એમ જ હોય ને? ને તો, 'ચાલો! ચાલો! ઝટપટ કરો' (રૂબાઈ ૩૮), 'જાગો! વ્હાલા! ઝટઝટ કરો! જામને તો ભરી લો' (રૂબાઈ ૨), તેમજ 'ઢીલ નવ કરો! દ્વાર વ્હેલા ઉઘાડો!' (રૂબાઈ ૩) એવા શબ્દોમા દેહની ક્ષણભગુરતા પેછાની અવિલબે ઈશ્વરાભિમુખ થવાનુ જ ઉદ્બોધન એમને સમજાય એ સ્વાભાવિક છે. ઉમર ખય્યામને ભક્ત સૂફી ગણી એની સુરાપ્રશસ્તિને મરમીઓની સાકેતિક વાણી ગણ-વાનુ એમની આસ્તિકતાને રુચ્યુ છે.

સુરેકેલી ઊભી કરે છે એડવર્ડ ફિટ્ઝરાલ્ડનો અગ્રેજી અનુવાદ. એની ૭૫ કડીઓમાથી ઊભો થતો ઉમર ખય્યામ અને એનો સંદેશ આવા છે ખરા? એની કડીઓ તો આપણી સમક્ષ ખડો કરે છે એવો માનુષી માનવી અને સવેદનશીલ કવિ-આત્મા, જે કાળ અને નિયતિ (Destiny) ના ગ્લાનિપ્રેરક વિચારોથી ગળા સુધી ભરેલો છે, જેના મગજ-માંથી જીવનની નશ્વરતાનો વિચાર ઘડીભર ખસતો નથી, જેને

માનીમાન સર્વભક્ષી કાઝી અને સર્વશક્તિમાન મરમુખત્યાર એવી નિયતિ—એની ભાષામાં Fate—કિસ્મત—ની બાજીમાં અસહાય પામર મોહરાં જ લાગે છે અને પરિણામે જેને જગત ને માનવજીવન 'this sorry Scheme of Things entire' ભાસે છે પણ આમાથી તેની ગાડી વૈરાગ્ય ફુ ફરીને પાટે નહિ, પણ જે થોડુંક જીવતર અત્ર ભોગવવા મળ્યુ છે તે 'આજનો લ્હાવો લીજિયે રે, કાલ કોણે દીઠી છે?' એ ભાવથી રસથી માણી લેવાની શીખ આપતા ભૌતિક સુખવાને પાટે ચડી જાય છે The music of a distant Drum નુ એને આકર્ષણ નથી, Take the Cash and waive the Rest અને

'પી લે પ્યાલો! મરણ પછી તો આવશે તું કદી તો' (રુબાઈ ૩૪), એ જ એનો સંદેશ બને છે. વિશ્વનિયતાને તો અર્વાચીન નાસ્તિકની ધૃષ્ટતાથી દાંત ભીંસીને પડકાર-ભાવે એ સાફ સંભળાવે છે —

આહા! તે તો વિપથ જનને દોરવા ફેન્દ ફીધા,
માયાજાળો જીવનપથમાં નાખી તે પાડવાને
(રુબાઈ ૫૭)

ઓ! તું! જેણે સરજન કરી માનવી માટીમાથી
સ્વર્ગોદ્યાને સરપ મૂકીને યોજના પાર પાડી:
પાપો માટે પછી જન તણાં કોણ છે દોષપાત્ર?
• માફી માગી જન તણી પછી માફી દે માનવીને
(રુબાઈ ૫૮)

પણ આવો ઉમર અને જેટલી દુઃખવાદી તેટલી જ નફકરી ચાર્વાકવાદી લાગે એવી તેની ફિલસૂફી તો ફિટ્ઝરાલ્ડનું અનુસર્જન છે. ઉમર પોતે તેને જેવો ઉપસાવ્યો છે તેવો જ જ એટલે જીવનનો સતૃષ્ણ રાગી હોવાનો સંભવ ફિટ્ઝરાલ્ડ માનતો હતો એમ તેની રૂબાઇયાતના અંગ્રેજી અનુવાદની પહેલી આવૃત્તિની પ્રસ્તાવના કહે છે. ઉમરની સંખ્યાબંધ રુબાઈ-ઓમાં આવતી સુરાની અનલ્પ સ્તુતિએ ફિટ્ઝરાલ્ડને તેણે કરેલી ઉમરની એવી રજૂઆત માટે ફાવતી સવડ કરી આપી છે. તેણે તો ઉમરની સંખ્યાબંધ રૂબાઈઓમાંથી પોતાને ઉમરમાં જે જોવું ગમ્યું તે લલકારતી હોય તેવી, કે જેમાં પોતાના અંતરના તેમ જ પોતાના જમાનાના યુરોપના મનોભાવનો પડઘો પડતો તેણે માન્યો તેવી જ રૂબાઈઓ પસંદ કરી તેમાં એ રૂબાઈનો પોતાનો માલ અસલ ઉમરી માલ તરીકે સિફતથી સેરવી કે ભેળવી દઈ, અનુવાદમાં પણ થોડો મુક્તવિહાર કરી, જે રૂબાઈઓ જગત આગળ મૂકી છે તે, આ કારણે, ઉમરની છે તે કરતાં ફિટ્ઝરાલ્ડની વધુ બની છે. તેના અનુવાદમાં રજૂ થતો ઉમર કદાચ સાચો ઉમર ન હોય. ફિટ્ઝરાલ્ડના અનુવાદમાં નથી તે સિવાયની સંખ્યાબંધ રૂબાઈઓમાં જો સુરાને બિરદાવતા ઉદ્ગારો છે તો ખુદાની રહેમતની યાચનાના અને તેના મહિમાના તથા પશ્ચાત્તાપના ઉદ્ગાર ઓછા નથી 'કલાપી'ની 'પીવા સુરાઈને બધે ગંગા વહે છે આપની, મારે 'શી ફીકર છે પાપની?' એ પંક્તિઓ જેનું જાણે ભાષાંતર જ લાગે એવા 'તારી રહેમત છે એટલે મારા દોષોની હું પરવા કરતો નથી' એ ઉદ્ગાર ઉમરની એક રૂબાઈમાં છે. પરિણામે, સૂફીઓ અને સુખવાદી મદિરા-

ભક્તો, અને ઉમરને પોતાની છાવણીનો ઠરાવવા પ્રયાસ કરી શકે તેની આધારસામગ્રી તેની રૂબાઈઓમાં મળે છે. ઉમર ફિટ્ઝરાલ્ડની રૂબાઈઓમાં દેખાતો દુઃખવાદી, ધૃષ્ટ સુખવાદી મદિરાભક્ત કે અર્ધનાસ્તિક નહિ, પણ સૂફીઓની માનીતી કવિનાઈ સંકેતભાષાનો ઉપયોગ કરી કવિતા લલકારતો ભક્તિમસ્ત, પંડિત સૂફી નહિ તેટલો નિજધર્મી સૂફી જ હોય એમ માનવાનું વલણ તેના ઘણા ઇસ્લામી તેમ યુરોપીય અને અન્યત્ર અભ્યાસીઓનું છે. નરસિંહ મહેતા વિષે જેમ એક તર્ક એવો થયો છે કે એનો ઉત્કટ શૃંગાર એની જુવાનીનું અને એનાં જ્ઞાનભક્તિનાં પદો એની ઉત્તર વયનું સર્જન હોય, તેમ ઉમરની રૂબાઈઓ જુદે જુદે સમયે જુદા જુદા મનોભાવ (moods) વેળા તેના હૃદયભાવ અને શાહીકલમમાંથી ટપકતાં રહેલાં મુક્તકો જ હશે એમ ગૃહીત કરી લીધા પછી એવો તર્ક થઈ શકે કે એનું મદિરામહિમ્નઃસ્તોત્ર, ફિટ્ઝરાલ્ડવાળી ૫૭ ને ૫૮ એ બે રૂબાઈઓમાં છે તેવી વિશ્વનિયંતા સામેની પ્રકોપવાણી, શાસ્ત્રવિવાદો અને તત્ત્વજ્ઞાનના ગહન પ્રશ્નોની તેણે બતાવેલી વ્યર્થતા અને પંડિતો ને સૂફીફકીરોની તેણે ઉડાવેલી હાંસી જુવાન સંસારરાગી ઉમરનું સર્જન હોય, અને પસ્તાવા તથા ખુદાની રહેમ અંગેની તેની રૂબાઈઓ ઉત્તરવયે તેના હૃદયમાં જાગેલા-જામેલા આસ્તિક (મુસલમાનનો) સંસ્કારનું પરિણામ હોય.

પણ ઉમરને નામે ચડેલી લગભગ બધી રૂબાઈઓમાં પાછો મેળમેળ એટલો બધો છે કે કઈ-કેટલી-રૂબાઈઓ ધરતી ઉપર વાસ્તવિક રીતે જીવી ગયેલા ગણિતી ખગોળ-

શાસ્ત્રી તત્ત્વસ ઉમર ખય્યામની, અને કેટલો માલ એને નામે ચડાવી ઘુસાડી દેવાયેલ પારકો, એ જ જ્યાં અત્યારે તો નક્કી કરવું મુશ્કેલ છે (એમ અભ્યાસીઓ કહે છે,) ત્યાં ફિટ્ઝરાલ્ડવાળી કે અન્ય રૂબાઈઓમાંથી સાચા ઉમરની શોધનો વ્યર્થ શ્રમ શીદ કરવો ? એવો શ્રમ કરીએ તોય, પોતાના સાચા સ્વરૂપ વિષે બાળાશંકરના ક્લાન્ત કવિની માફક 'ખરું શું છે તે તો સરવ મન મારે સમજું છું' એમ જાણે કહેતો ઉમર તો પોતાનું ખરું સ્વરૂપ કળી બતાવવાનો રસિયાઓને પડકાર ફેંકતો હસતો જ કલ્પાવાનો. આથી, આપણા સહૃદય અનુવાદકે અનુવાદ કર્યો ફિટ્ઝરાલ્ડે ચૂંટેલી રૂબાઈઓનો, પણ તેમનું વલણ સૈયદ સુલેમાન નદવીના પુસ્તકે અને સૈયદ અબુઝફર નદવીના લેખે આપેલા ઉમર ખય્યામના પરિચયને આધારે ઉમરને ભક્તિમાર્ગી સૂફી કવિ માનવાનું રહ્યું છે, એટનું જ નોંધી સંતોષ માની એનું યાથાર્થ્ય ચર્ચવાની ચેષ્ટા કરીશું નહિ.

'લાંબા વાદો અનહદ વૃથા 'આ' અને 'તે' વિષેના'
એમ કહી

'તેથી માણો તમ જીવનને દ્રાક્ષના આ રસે ને'

એવી ઉમરની જ શીખ માની, ઉમર આસ્તિક કે નાસ્તિક, સૂફી કે સંસારરાગી, સાધુ કે શરાબી, એ નક્કી કરવાની વ્યર્થ ચિન્તા અને ચર્ચામાં ન પડતાં, તેની રૂબાઈઓની કવિતાના દ્રાક્ષ-રસની લિજ્જત માણવાની જ કાવ્યરસિકોને ભલામણ કરવી ઇષ્ટ નથી ? પણ સાચા કાવ્યરસિકોને એવી ભલામણ કરવાની જરૂર ખરી ? એવા તો એમના પ્રકૃતિધર્મે આ રૂબાઈયાતને

કવિતા લેખે જ આસ્વાદવાના—માણવાના.

મૂળની ખૂબીઓનો ગુજરાતી માધ્યમ દ્વારા સારા પ્રમાણમાં સાક્ષાત્કાર કરાવી એનો એવો કાવ્યાસ્વાદ આપવે આ અનુવાદ ઓછો નહિ ઊતરે ફિટ્ઝરાલ્ડે ઉમર ખય્યામની સખ્યાબંધ વેરવિખેર રૂબાઈઓમાંથી બનાવેલી સુયોજિત મુક્તકમાળાના પરિશીલનથી પોતે જે કાવ્યાનંદ મેળવ્યો તેને ગુજરાતના સહૃદયોમાં સંવિભક્ત કરવા જ આ અનુવાદનો ઉપક્રમ શ્રી નીનકદને હાથે થયો છે એમનો એ સંકલ્પ સર્યો એટલે એતો કૃતાર્થ થયા

અમદાવાદ

૩૧-૭-૧૯૬૧ અનંતરાય મ રાવળ



(મંદાક્રાન્તા)

૧

ઊઠો! વ્હાલાં! રજનીઘટમાં[1] પ્હાણ ફેંક્યો પ્રભાતે,
તેથી તારા થરથરી જઈ ક્યાંય સંતાઈ પેઠા;
ને જો! પેલા ઝળહળ થતા પૂર્વના પારધીને,
નાખી જાળો કિરણ તણી તે મ્હેલ લે તેજપાશે.





૧



૨

જ્યારે ઉષા મૃદુ કર વતી તારલા ચૂંટતી'તી,
સ્વપ્ને ત્યારે શ્રવણ કરિયો સાદ મદ્યાલયેથી,
"જાગો! વ્હાલાં! ઝટઝટ કરો! જામને તો ભરી લો;
પીઓ પ્રેમે, જીવનમદિરા શુષ્ક થાતી રખેને."





૩

દ્વારે આવી કુક કુક કરે કૂકડા જ્યાં પુકારો,
બોલ્યા સર્વે, "ઢીલ નવ કરો! દ્વાર વ્હેલાં ઉઘાડો!
ટૂંકું છે આ જીવન મધુરું જાણતા સૌ તમે તે,
મૃત્યુ થાતાં જીવન મળવું સંભવે, કે નહીંયે."





૪

આવ્યું આજે વરસ નવલું;[1] આશ જૂની ખિલાવે;
જ્ઞાની આત્મા નિરંજન વને ધ્યાનમાં શાંત બેઠો;
મૂસાના[2] જ્યાં ધવલ કરથી વૃક્ષની ડાળ ખીલે,
ને ઉચ્છ્વાસે સજીવન કરે ઈશુ જ્યાં માનવીને.





૫

ઈરામ્[1] ડૂબ્યું, ગુલ પણ સહુ નષ્ટ તેનાં થયાં ને
પ્યાલો પેલો જમશિદ[2] તણો લોક ભૂલી ગયા છે;
કિંતુ દ્રાક્ષો હજુય ઝરતી મદ્ય જે રક્તવર્ણો
ને ખીલે છે સરિત સમીપે બાગ કોઈ અનેરો.





૬

ને મૃત્યુથી વિરમી ગઈ છે વાણી દાઊદની[1] જ્યાં,
તોયે વાણી બુલબુલ વદે દિવ્ય એ પ્હેલવીમાં[2]
ઊંચે સાદે: "રસ મધુ! સુરા! ઓ સુરા! રક્તવર્ણી!
સુરા જેવા ગુલ ધવલ ઓ! રંગજે ગાલ રાતા."





## ૭

પ્યાલો લોને! જીવનમદિરા માણજો મોજથી ને
જૂનાં વસ્ત્રો ગમગીની તણાં બાળજો આ વસન્તે,[૧]
ચેતો! ટૂંકો સમય બહુ છે કાળને ઊડવાને;
રે! આ ઊડ્યો! ફડફડ કરી પાંખ પ્હોળી કરીને.





૮

પેલાં કેવાં શતશત ફૂલો ખીલતાં જે ઉષામાં!
સંધ્યા થાતાં ખરી પડી બધાં પાય નીચે છૂંદાતાં;
ને જે ગ્રીષ્મે ગુલ બહુ ખીલે, સૌરભે શાં ભરેલાં!
તે ગ્રીષ્મે હા! જમશિદ અને કૈકુબાદો[1] જવાના.





૯

કિંતુ આવો ! ભૂલી જઈ બધું વૃદ્ધ ખૈયામ સાથે,
છોડો ખ્યાલો કયખશરૂ[1] ને કૈકુબાદો—બધાના;
જ્યાં ઇચ્છે ત્યાં રુસતમ[2] ભલે ઘૂમતો યુદ્ધમાં છો,
ને હાતિમ્[3]નાં ઇજન સઘળાં ભોજનોનાં વિસારો.





## ૧૦

આવો સાથે ! વિજન વન જ્યાં ઘાસ લીલું છવાયું,
આ બાજુએ રણુદડ અને ખેતરો પેલી બાજુ;
જ્યાં ના કોઈ નરપતિ અને ના ગુલામે વળી જ્યાં,
જ્યાં બિચારા મહમુદ[1] તણુા રાજ્યની ના પ્રતિષ્ઠા.





૧૧

છાયા નીચે શીતલ તરુની સ્થાન એકાંતમાં કો
કાવ્યો થોડાં મધુર ગીતનાં હોય જો મારી પાસ,
સુરાપ્યાલો સમીપ વળી ને રોટલો એક નાનો
—ને તું ગાતી! સનમ! પછી ત્યાં સ્વર્ગની શી જરૂર?





## ૧૨

કોઈ ઇચ્છે મધુર દિસતા વૈભવો નાશવન્તા,
કોઈ ઇચ્છે સુખ સ્વર્ગનાં ભાવિગર્ભે ભરેલાં;
લેજો નાણું નગદ કરમાં ત્યાગી બીજું બધું આ;
આહા! કેવા અનહદ તણા ઢોલના નાદ ઘેરા!





૧૩

કેવાં ખીલે ગુલ વન વિષે આપણી આસપાસે !
સૂણો! બોલે સ્મિતમય મુખે : "ખીલું જ્યાં વિશ્વ માંહે,
ચેલી મારી મખમલ સમી ચીરી નાખી ત્વરાથી
વેરું છું હું ઉપવન વિષે સર્વ મારી સુગંધી."





૧૪

આશા સેવે નિજ હૃદયમાં માનવીઓ બિચારાં;
મિથ્યા થાતી; સફળ યતી વા એક કે બે ઘડીમાં;
મિથ્યા એ તો; હિમ રણુદડે જેમ વર્ષી જઈ ને
થોડી વારે ઝળકી પછી એ પીગળી તુર્ત જાયે.





૧૫

રાખ્યા જેણે કનકકણને ધાન્યના સંગ્રહીને,
જેણે વેર્યાં કણ કણ બધા વૃષ્ટિ જેવા હવામાં,
ઇચ્છે તોયે નહિ કબરથી ઊઠશે કોઈ એકે,
કે બન્નેના મરણ પછી ના હાડ સોનેરી થાતા.





૧૬

જુવોને આ ! જગત સઘળું ભાંગલી છે સરાઈ;
તેનાં દ્વારો દિવસ–રજની ઊઘડી બંધ થાયે;
ચાલ્યા જાતા નરપતિ બધા છોડી સૌ વૈભવોને;
ઓઢ્યું, વર્ત્યું, રહી અહિં બધા પ્હોંચી જાતા સ્વધામે.





## ૧૭

જે મંઝિલે જમશિદ તણાં કીર્તિગાનો ગવાતાં,
ને જ્યાં ગોટી મિજલસ મહીં જામ પીતા સુરાના
આજે ત્યાં તો વનપતિ અને સાપના વાસ જોશો.

ને શિકારી શયન કરતો જ્યાં બહેરામ[1] સૂતો
શિરે તેના ખર બહુ કરે લાતના હા! પ્રહારો;
તોયે તે કૈં નવ કરી શકે! ગાઢ નિંદ્રે પડેલો





## ૧૮

શું જે જે આ મનહર ગુલો ખીલતાં રક્તવર્ણાં
તેયે રાતાં બની સહુ ગયાં લોહીથી સીઝરોનાં[1] ?
ને પુષ્પો આ ઉપવન ધરે, સૌરભે જે ભરેલાં,
નક્કી કોઈ રમણીશિરથી એ હશે તો ખરેલાં.





૧૯

લીલી વેલી મનહર અને કુંપળો કુમળી જે
ફૂલીફાલી સરિતઅધરે આપણા પાય પાસે,
—ચાલો ધીમે !–રુચિર અધરો હોય તે કો રમાના;
ઊગે ત્યાંથી નવ નજરમાં આવતા મૂળ એનાં.





(૨૦)

આહા ! વ્હાલી ! સભર ભર તું જામને આ સુરાથી,
દુઃખો જૂના જઈશ વિસરી જાય ચિન્તાય ભાવિ;
કાલે ? હા ! હા ! નવ કહી શકું, જો પડું કાળદાઢે,
વીત્યા કાળે ભળી જઈશ ને નામ ભુસાઈ જાશે





૨૧

મારાં જોયો સ્વજન મધુરાં શ્રેષ્ઠ ને ખૂબ વ્હાલાં,
દીઠાં તે સૌ કિસમત અને કાળના ભોગ ભેગાં;
પીધી પ્યાલી નિજ જીવનની એક કે બે ઘડી ત્યાં,
ધીમે, ધીમે, નીસરી જઈને શાન્ત આરામ લેતાં.





२२

ને માણીએ સ્થળ પર અહીં આપણે મોજ કેવી !
ને આજે ત્યા કુદરત ખીલે સાજ લીલાં સજેલી,
તે ત્યાગ્યા છે સ્થળ ગતજને; આપણેયે તજીશું;
કોનુ ધારો રમભવન જ્યાં આપણે ચાલી જાશું ! ?





૨૩

માટી માંહે શયન કરતાં ભોગવો ભોગ પૂર્વે;
જે જે બાકી હજી રહી ગયા માણી લેજો હવે તે;
માટી માંહે શરીર તણી આ માટી ભેગી થશે જ્યાં,
સૂનાં થાશે મધુ, ગીત અને ગાયકો—સર્વ સૂનાં!





## ૨૪

તૈયારીઓ દિવસ તણી જે 'આજ' માટે કરે છે,
ને બીજાઓ ભવિષ ભણી જે તાકી બેસી રહે છે,
ફ્હે બંનેને તિમિરમસીદે બાંગ પોકારી મુલ્લાં,
"રે! મૂર્ખાઓ! સફળ નથશો સ્વર્ગમાં આ જગે વા."





૨૫

શાસ્ત્રો જેણે ઇહ જગત ને સ્વર્ગનાં છે કરેલાં,
તે મૂઢાને ફકીરસૂફીને મૃત્યુએ ફેંકી દીધા;
શાસ્ત્રો તેનાં અવગણી બધાં ક્યાંય ઉરાડી મૂક્યાં;
દાટી, ધૂળે મુખ ભરી દઈ, બોલતા બંધ કીધા.





२८

શાસ્ત્રી સાથે ફરી ફરી અને જ્ઞાનનાં બીજ વાવ્યાં
ને બાતે મે જતન કરીને છોડ ઉગાડી દીધા;
શીખ્યો આ હું મુજ ઉપજથી ખેતરેથી લણી જે:–
'આવું પાણી સમ જીવ ધરી, જાઉં હું વાયુવેગે.'





(૨૯)

જન્મ્યો આંહીં, પણ ન સમજ્યું કેમ ? ને ક્યાંથી આવ્યો ?
ઇચ્છ્યું, કે ના, સરિત સમ હું આમથી તેમ વ્હેતો;
ને પાછો હા! પવન સમ હું ઊડીને ક્યાં જવાનો ?
જાણું ના તે; અકળ ઘટના ! અર્થ શો આ બધાનો ?!





(૩૦)

આ સંસારે અનુમતિ વિના ક્યાંથી ? કોણે પછાડયો ?
ના જાણું, ક્યાં ઘસડી મુજને નાખશે એ જ પાછો;
પીઓ ! પીઓ ! મધુર મદિરા; જામના જામ પીઓ !
આવા પ્રશ્નો વિકટ વળી છે ધૃષ્ટ; તેને વિસારો.





૩૧

ઊડ્યો હું તો જગત પરથી, સાત દ્વારો વટાવ્યાં;
ને બેઠો હું 'શનિ ગ્રહ તણા રાજસિંહાસને જ્યાં,
ખોલ્યા ભેદો કઠણ બહુ જે આજ સુધી ગણાતા,
તોયે ના મેં કિસમત અને મૃત્યુના ભેદ જાણ્યા.





### ૩૨

ચાવી કોઈ નવ જડી મને દ્વાર એ ખોલવાને;
દેખાયો ત્યાં ઘૂંઘટ; પણ ના પાર જોઈ શકાયું;
જ્યાં ગોપિના 'મમ' 'તવ' તણું ભાસ જેવું જણાયું,
ત્યાં તો કાંઈ 'મમ–તવ' તણું ના રહ્યું; શું હશે એ?





## ૩૩

અંતે ઊંચે ગગન ભણી મેં ત્રાડ પાડી પૂછ્યું આ :
" દીવો છે ક્યાં જગતજનને દોરવા ? હે વિધાતા !
અંધારામાં ગબડી પડતાં બાળકો આ બિચારાં ! "
ને એ બોલ્યો : " જગતજનનો દીપ છે અંધશ્રદ્ધા. "





(૩૪)

થાકી લીધો મુજ મુખ પરે વાટકો માટી કેરો,
પૂછ્યું તેને : "શીખવ મુજને ભેદ આ જીંદગીનો."
બોલ્યો : રાખી અધર અધરે "પ્રાણ છે ત્યાં સુધી તો
પી લે પ્યાલો; મરણ પછી ના આવશે તું ફરી તો."





### (૩૫)

જે પ્યાલાએ દુખિત હૃદયે ઉત્તરો એ દીધા'તા,
માણી તેણે જરૂર જ હશે જીંદગી એક વેળા;
આજે જેના શીત અધરનુ પાન જે મેં કર્યું આ,
તેણે કૈં કૈં અધર મધનાં પાન કીધાં, કરાવ્યાં.





૩૬

સંધ્યાકાળે કદી વિહરતાં ગામને કો બજાર
જોયો ભીની, બળથી ટીપતો, માટીને કુંભકાર;
ભાંગીતૂટી જીભ હલવીને જામ ધીમેથી બોલે:
"ધીમે! ધીમે! વીનવું હું તને ભાઈ! ઓ કુંભકાર!"





૩૭

પીઓ પ્યાલો; હરઘડી કહું રોજ ને રોજ શું તે?
રે! રે! કેવો સમય સરતો આપણા પાય નીચે!
જન્મી ના જે, વળી મરી ગઈ 'કાલ,' ચિન્તા શી તેની?
ચિન્તા કેવી? બહુ મધુર છે દિન જો આજનો તો.





૩૮

સંહારે આ ધસમસ થતા નાશ વચ્ચે જ ઊભી
ટૂંકી કેવી જીવનરસને ચાખવાની ઘડી આ!
ચાલો! ચાલો! ઝટપટ કરો, તારલા ચાલી જાતા;
ચાલ્યા યાત્રી સ્થળ પર જવા શૂન્યની છે ઉષા જ્યાં.





૩૯

લાંબા વાદો અનહદ વૃથા 'આ' અને 'તે' વિષેના;
યત્નો સૌના વિફળ જ ગયા, ખોજનો અંત છે ના;
તેથી માણો તમ જીવનને દ્રાક્ષના આ રસે ને
ના દુઃખી હો! ફળ કટુ મળે, કે મળે ના, છતાંયે.





(૪૦)

જુઓ ! યારો ! મુજ જીવન આ ધામ છે ઉત્સવોનું;
શાદી કાજે મિજલસ કરી મત્ત સૌને બનાવ્યા;
વૃદ્ધા વંધ્યા મુજ પરિણિતા બુદ્ધિવાદે ભરી જે,
ત્યાગી તેને લગન તનયા–દ્રાક્ષ–સાથે કર્યાં મેં.





(૪૧)

કિતાબોનું ગણિત, વળી 'આ છે' અને 'આ નથી' એ,
ઊંચે, નીચે, બહિર વળી જે, જ્ઞાન સૌનું લીધું મેં;
કિંતુ પામ્યો નહિ જ કશું જ્યાં જોઈતું જ્ઞાનથી એ,
આ પ્યાલાના રસ મહિં બધું સત્ય ઊંડું દીઠું મેં.





૪૨

દિનો પ્હેલાં અધખુલું હતું દ્વાર મદ્યાલયે એ,
મેં જોયો ત્યા ચૂપ ચૂપ ધીમે દેવનો દૂત આવે;
સ્કંધે તેના વહન કરતો કુંભ મોટો ભરેલો;
આજ્ઞા થાતાં જરી રસ પીધો,—નીકળ્યો એ સુરાનો!





૪૩

એ દ્રાક્ષે તો વિવિધ મતના વાદ જૂઠા ઠરાવ્યા,
સાબીતિઓ કંઈ કંઈ દઈ વાદ સૌ શાન્ત કીધા,
એ કિમિયાગર નિમિષમા ખેલ મોટા કરીને
દુખે દૂભ્યા રુધિર જીવનુ શુદ્ધ સોનુ કરે છે.





૪૪

એ છે રાજા મહમુદ મહા શક્તિશાળી વિજેતા;
ટોળાં મોટાં વિધરમી તણાં; બીક–શોકે ભરેલાં
એ ટોળાં, જે બહુ દુખણુથી દીસતાં છેક કાળાં,
કાપી નાખે સબળ અસિથી જાદુથી જે ઘડેલી.





૪૫

વાદીઓમાં જે રચીપચી રહ્યા, પંડિતોને તજીને
ચાલો સાથે સકલ જગના આ કજિયાથી આઘે;
શાંતિ કાજે દૂર દૂર જઈ કોઈ એકાન્ત સ્થાને
રાચીશું ત્યાં મશકરી કરી, આપણી જે કરે છે.





૪૬

ઊંચે, નીચે, અહીં, તહીં વળી, છે ન સાચું જરીયે;
છાયાખેલો[1] કિસમત કરે ઇન્દ્રજાળી દીવાએ;
ચારે પાસે રવિ–દીપકની આપણે તો ફરન્તા
છાયા–ભૂતો સમ સહુ જીવો; આવીને જાય પાછા.





૪૭

આ પ્યાલાના મધુર રસનું પાન જેઓ કરે છે,
ને જેઓના અધર અધરો ચાંપતા, તેય અન્તે
સૌયે જાતા સમય વહતાં શૂન્યમાં શૂન્ય થાતા;

જાણી લેજે, તવ શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો
તું છે; તોયે પણ ભવિયમાં કોણ તું છે થવાનો?!
શૂન્યે ડૂબ્યે ભય ન ધરતો; શૂન્ય છે તું જ સાચો.





૪૮

ખીલે ગુલો સરિતતટથી ત્યાં સુધી સ્વસ્થ ચિત્તે
પીજે રાતી જીવનમદિરા વૃદ્ધ ખૈયામ સાથે,
આવે જ્યારે યમદૂત લઈ જામ કાળી સુરાનો,
સ્વીકારી તે નીડર થઈ તું પાન તેનું કરી લે.





૪૯

ધોળાંકાળાં, દિવસરજની, ચોકઠાં બાજીનાં છે;
ફેંકી પાસાં કિસમત રમે, સોગઠાં માનવીનાં;
ચાલો ચાલે, ઘર ઘર વળી જોડીને મારી નાખે;
ને પેટીમાં વીણી વીણી પછી મૂકી દે એ રમીને.





૫૦

'હા,' 'ના' તેની પડપૂછ કદી ના દડો આ કરન્તો,[1]
કિંતુ ડાબી જમણી ગમ તે દોડતો, માર ખાતો;
ફેંક્યો નીચે જગ પર તને એ જ જાણે બધું તે;
એ જાણે છે જરૂર સઘળું, એ જ જાણે બધું એ.





૫૨

જે અંગુલી લખલખ કરે ભાવિના ભેદ ભાલે,
ના થાકે તે; અવિરત લખે; ફેરવે ના જરાયે;
પંક્તિ ટૂંકી થઈ નવ શકે બુદ્ધિ, શુદ્ધિ, પ્રયત્ને;
શબ્દો એકે નયનજલના ધોધ ધોઈ શકે ના.





(૫૨)

ઊંધો પ્યાલો શિર ઉપર જે, વ્યોમ જેને કહેતા,
જેની નીચે જગજનકીડા જીવતા ને મરન્તા,
તેને ઊંચા કર કરીકરી યાચતો ના જરા હું,
લાચારીથી ગગન પણ એ આપણી જેમ સૂતું.





૫૩

પહેલી માટી લઈ જગતની માનવીકાય કીધી,<br>
ને જે છેલ્લી લણણી હતી, બી તેનુ વાવ્યુ પછીથી;<br>
જે જે લેખો સૃજનસમયે કિસ્મતે છે લખેલા,<br>
કયામતૃદિને[1] વિદિત કરશે તે જ આરોપનામાં.





૫૪

સાચું છે આ: મુજ અસલનું ધામ, ત્યાગી પછીથી
આવ્યો જ્યારે અવની પર આ અશ્વ તેણે પલાણી,
ઊંચા વ્યોમે ભ્રમણ કરતા પીડનારા ગ્રહો જે,
નાખ્યા તેને મુજ તન અને આત્માના ભાગ્યમાર્ગે.





૫૫

દ્રાક્ષાવેલી મુજ જીવનની આસપાસે વીંટાય;
ધાતુ મારી હલકી જ, છતાં ચાવી તેની ઘડાય,
ને તે ચાવી મુજ હૃદયનાં ખોલશે બંધ દ્વાર;
છોને ત્યારે સુફી સહુ કરે મશ્કરી બ્હાર ઊભા.





५६

જાણું છુ, કે મુજ જીવનમાં પ્રેમજ્યોતિ જગાવે
કે બાળી દે મુજ જીવનને સત્યનું તેજ પોતે,
તોયે ઝાંખી પલકભર જે થાય મદ્યાલયોમાં,
તે સારી છે, કદી નવ થશે ભ્રષ્ટ આ મંદિરોમાં.





૫૭

આહા! તેં તો વિપથ જનને દોરવા ખેલ કીધા;
માયાજાળો જીવનપથમાં નાંખી તેં પાડવાને.
ના ફાવે ત્યાં, વિધિલિખિત છે કર્મ જ્યાં માનવીનાં;
મારાં પાપે પતન મુજ છે એ કહી તું શકે ના.





૫૮

ઓ ! તું ! જેણે સરજન કરી માનવી માટીમાંથી
સ્વર્ગોદ્યાને[1] સરપ મૂકીને યોજના પાર પાડી,
પાપો માટે પછી જન તણાં કોણ છે દોષપાત્ર?
માફી માગી જન તણી પછી માફી દે માનવીને.





૫૯

## કૂજા-કથની

સૂણો ! યારો ! દિવસ નમતાં સાંજના એક વાર,
જ્યારે ચાંદો પણ ઈદ તણો દીસતો ના જરાય,
આવી ઊભો ફરીથી વળી હું કુંભકારોની હાટે
જ્યાં માટીના વિવિધ ઘટની હારની હાર દીઠી.





## ૯૦

ત્યાં તો પેલા ઘટસમૂહમાં એક આશ્ચર્ય દીઠું;
વાચા લાધી કંઈક ઘટને, કોઈ તો શાંત બેઠું;
દૂજે મોટો પીરજ તજીને બોલી ઊઠયો ત્વરાથી:
“મ બોલો' બોલો! પીનયું તમને કોણ કુંભાર? કુંભ?





૬૬

૧બીજો બોલ્યો : " જરૂર કહું છું, સાધવા કોઈ હેતુ
લીધી માટી પૃથિવી તણી ને રૂપ મારું ઘડાયું;
જેણે સર્જ્યો હિકમત કરી ચાકડે ફેરવીને,
તે શું પાછો મુજ શરીરને ભાંગી ભૂકો કરે કે? "





૧૨

ત્રીજો બોલ્યો, "બટુક પણ ના રીસમાં ફેંકી દે છે,
જે પ્યાલાથી ગગનન પીતો, માંગતો ના કદી તે;
જો! પ્રીતે વળી કસબથી ઘાટ આ જે ઘડ્યા છે,
તે શું પાછો રીસ કરી પછી ભાંગશે શું ઘડ્યું જે?"





૬૩

કોઈ આમા સમજી ન શક્યુ, ચૂપ બેઠા ઘડી તો;
કિંતુ ધીમે કદરૂપ કૂજો બોલી ઊઠ્યો પછી તો,
“અષ્ટાવક્રી મુજ કુરૂપતા જોઈ લોકો હસે છે;
સૃષ્ટાના આ ઘડતર સમે હાથ શુ ધ્રૂજતા’તા?”





૬૪

'કોઈ બોલ્યું, "અતિ કડક ને, ચીડિયા જે કહાવો
—ચીત્રી એને મલિન મુખનો, મેશના રંગવાળો—
ફૂદે છે એવું: 'સહુની કરશે આકરી એ ઠગોરી;'
ને ના, ના; સારું, સહુનું કરશે એ જ સૃષ્ટા અમારો."





૬૫

[1]નિસાસાથી અવર વદતો : "માટી મારી સૂકી છે;
લાંબા કાળે સ્મરણ ભૂલતાં આમ એ તો થઈ છે.
કિંતુ જૂના મધુર રસથી પાત્ર આ કો ભરી દે,
તો, ધારું છું, સમય વીતતાં સ્વાસ્થ્ય પાછુંય આવે."





૬૬

જ્યારે કૂજા નિજની કથની આમ બોલી રહ્યા'તા,
આવ્યો ચાંદો ઈદ સમયનો કોઈ નિહાળી જતાં
“ભાઈ! ભાઈ!” વદી ઊઠી બધા, કોણી મારી બીજાને,
‘આવે પેલો મિજલસ સાકી જામ લેવા સુરાના.”





૬૭

આપો સુરા જીવન ધરવા, જે હવે ચાલી જાતું;
ને આ મારા શરીરશબને સ્નાન દેજો સુરાનું;
વીંટી એને કફન કરીને દ્રાક્ષના પાંદડાંનું
કાયા મારી દફન કરજો બાગ રૂડા સમીપે.





૬૮

મેં મારી જે દફન થયલી માટી કેરી સુગંધી
ઊંચે જાશે પવન મહિં એ જાગ ક્ષેપાગ્ર નાખી,
જાશે સાચો અહિંથી દરનો પાક જો પાન્થ કોઈ,
ઓળિંનો એ ઝપટઈ જઈ શ્વાસ લેશે ગુલાનો.





૬૮

આદર્શો જે મુજ પ્રિય હતા, તેમણે શાખ મારી
લૂંટી લીધી; હિણુપત બહુ લોકઆંખે લગાડી;
નાના પ્યાલા મહિં જ મુજ હા ! આબરૂને ડુબાડી,
વેચી માર્યો યશ મુજ બધો તેમણે પાણીમૂલે.





## ૭૦

પશ્ચાત્તાપો શપથ લઈને મેં કર્યા કેંક વેળા;
કિંતુ ત્યારે નહિ કંઈ હતો ભાનમાં કાંઈ સાચો;
રાખી હસ્તે ગુલ મધુરને આવી પ્હોંચી વસંત;
ચીરી નાખ્યા શપથ સઘળા જીર્ણ સૌ જે થયેલા.





## ૭૬

મ્રાપાકોનો બહુ જ ભજવ્યો ભાગ જોકે સુરાએ,
ને લૂંટાવ્યો મુજ યશ બધો લોકમાં જે હતો તે,
વારે વારે પણ મન પૂછે પ્રશ્ન આ એક એવો:
'વેચી સુરા અધિક કિમતી વસ્તુ લે શી કલાલો ? !'





૭૨

આહા! જાશે ગુલ, વળી જશે રંગીલી આ વસન્તે;
યુવાનીનું સુરભિમય આ કાવ્યયે પૂરું થાશે;
ને જાશે આ બુલબુલ વળી ગીત ગાતું સુરીલું;
ક્યાંથી આવ્યું! ફરી ઊડી અને ક્યાં જતું! ના કળાતું.





આવે જ્યારે મિજલસ મહીં, બેસતો જે રહ્યો હું,
ખાલી પ્યાલો મુજ સ્મરણમાં વાળજે ત્યાં ઊંધો તું    રુબાયત ૭૫



૭૩

શક્તિ હોતે, તરકટ કરી આપણે ભાગ્ય સામે
સૃષ્ટિની જે અતિ દુખદ આ યોજના, ઝૂંટવીને,
ભાંગી તેને, રજ રજ સમા ટૂકડાઓ કરીને
પાછી એને, ગમતી, રચતે આપણે બે મળીને





૭૮

ચંદા મારી! તુજ પ્રણય ના ક્ષીણ થાતો જરીયે;
જો! ઊગે છે ઉપર ગગને ચાંદ પાછો ફરીને!
વારે વારે શશી ઊગી, મને-ફેંદીને રશ્મિ એનાં-
શોધી લેશે, પણ નહિ મળું હું કદી બાગમાં આ.





૭૫

જે બેઠેલા અહિં તહિં દીસે ઘાસમાં તારલા શા,
મ્હેમાનોમાં લલિત પગલે ઘૂમતી હોંસથી તું,
આવે જ્યારે મિજલસ મહીં, બેસતો જે સ્થળે હું,
ખાલી પ્યાલો મુજ સ્મરણમાં વાળજે ત્યાં ઊંધો તું.



# નોંધ

## રુબાયત ૧

(૧) રજની ઘટમાં પ્હાણુ ફેંક્યો—આરબ લોકોનો ઘોડે ચઢવાના હુકમનો સંકેત.

## રુબાયત ૪

(૧) વરસ નવલું—ઇરાનના જૂના પંચાંગ મુજબ ઇરાનીઓનું નવું વર્ષ વસન્તઋતુમાં માર્ચની ૨૧થી શરુ થતું.

(૨) મૂસાના ધવલ કરથી—એવી માન્યતા હતી કે મૂસાનો પવિત્ર ધોળો હાથ વૃક્ષની ડાળને અડકતો કે તરત વૃક્ષ નવપલ્લવિત થતું.

## રુબાયત ૫

(૧) ઇરામ—અરબસ્તાનનું પ્રાચીન સમૃદ્ધ શહેર; તે હાલ દટાઈ ગયેલું છે.

(૨) પ્યાલો પેલો જમશિદ તણો—જમશેદ: ઇરાનની દંતકથાઓમાંનો પાદશાહ. એની પાસે સોનાનો પ્યાલો હતો, તેના પર સાત પટા હતા. ને તે વડે સાત આકાશ, સાત નક્ષત્ર

ને સાત સમુદ્રોના ભેદ જોઈ શકાતા.

રુબાયત ૬

(૧) દાઉદ—બાઈબલના 'જૂના કરાર'માં 'સામ'નો (ભજનોનો) બનાવનાર

(૨) પ્હેલવી—પ્રાચીન ઈરાની ભાષા. જેને ઈરાનીઓ દિવ્ય ભાષા ગણતા.

રુબાયત ૭

(૧) વસન્તે—વસન્તમાં નવું વર્ષ શરૂ થાય છે. નવા વર્ષે ગમગીની તજી આનંદ માણો.

રુબાયત ૮

(૧) જમશિદ અને કૈકુબાદો જવાના—કૈકુબાદ ઐતિહાસિક સુલતાન. મહાન વ્યક્તિઓ પણ કાળનો ભોગ બને છે એનું સૂચન છે.

રુબાયત ૯

(૧) કયખશરૂ-કૈખશરૂ—આ પણ ઈરાની દંતકથામાં આવતો સુલતાન છે

રુબાયત ૧૦

(૧) મહમુદ—મહમૂદ ગઝનવી. તેણે ભારત ઉપર ઘણી સ્વારીઓ કરી હતી.

રુબાયત ૧૭

(૧) બહેરામ—એ એક જબરો શિકારી હતો. એને જંગલી ગધેડાના શિકારનો શોખ હતો. કાળની સત્તા ને

માનવીની નિર્બળતા બતાવવા બહેરામનો ઉલ્લેખ કર્યો છે—
એક સમયે બહેરામ જંગલી ગધેડાનો શિકાર કરતો હતો
આજે એ જ બહેરામની કબર ઉપર જંગલી ગધેડાઓ ફરે છે.

રુબાયત ૧૮

(૧) સીઝરોનાં—રોમન વિશ્વવિજેતા જુલિયસ સીઝર જેવાઓનાં લોહીથી.

રુબાયત ૨૭

(૧) સરખાવો :—

"પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર !
તત્ત્વનાં ટૂંપણાં તુચ્છ લાગે."
નરસિંહ મહેતા

રુબાયત ૩૧

તે સમયની માન્યતા પ્રમાણે, સાતમા સ્વર્ગનો રાજા શનિ હતો; અને સાત સ્વર્ગ એટલે સાત લલિત કળાઓ. ઉમર ખય્યામે બધી કળાઓ મેળવી અને કંઈક કોયડા ઉકેલ્યા તોય કશું વળ્યું નહિ

રુબાયત ૪૬

(૧) છાયા ખેલ—સળગતી મીણબત્તીની આસપાસ ગોળ ગોળ ફરતી આકૃતિઓની છાયા દેખાય એવું કાગળનું ફાનસ.

રુબાયત ૫૦

(૧) ઘોડા પર બેસીને રમાતી ગેડીદડાની રમતનો ("પોલો"નો) શોખ તે વખતે ઘણો હતો.

રુબાયત ૫૭

(૬) કયામત—ઇસ્લામી ધર્મ પ્રમાણે મનાતો માનવીના કર્મના ન્યાયનો છેલ્લો દિવસ—ખ્રિસ્તીઓનો Doomsday.

રુબાયત ૫૮

(૧) ખ્રિસ્તી અને ઇસ્લામી માન્યતા મુજબ ઈશ્વરે સ્વર્ગ બનાવ્યું ને માનવી બનાવ્યો; પરંતુ ઈશ્વરે જ સર્જેલો પણ પાછળથી શેતાન થયેલો દેવ, સર્પના રૂપમાં આદિમાનવ યુગલને લલચાવવામાં સફળ થયો. ત્યારથી માનવીનું પૃથ્વી ઉપર પતન થયું.

રુબાયત ૬૦

કોણ કુંભાર કુંભ—સૃષ્ટિનો રચનાર કોણ અને માનવી કોણ, એ સનાતન પ્રશ્ન અહીં પુછાયો છે.

રુબાયત ૬૧-૬૨

આ સૃષ્ટિની રચનામાં કોઈ ગૂઢ કલ્યાણકારક હેતુ છે એવું સૂચન

રુબાયત ૬૩

જગતમાં કુરૂપતા અને અનિષ્ટ કેમ છે એ વણઉકલ્યા કોયડાનું સૂચન

રુબાયત ૬૪

પ્રભુ કૃપાળુ જ છે, ક્રૂર નથી, એવી માન્યતામાં દૃઢ શ્રદ્ધા.

રુબાયત ૬૫

–પ્રભુની વિસ્મૃતિથી જીવનમાં શુષ્કતા પ્રગટે, પરંતુ સત્સંગથી જીવનમાં સ્વાસ્થ્ય મળે.